શ્રીકૃષ્ણ પરમાત્મા પ્રત્યેની

# રાધા પ્રેમભક્તિ.

## નાટકના ઓપેરા.

વાંકાનેર આર્ય હિતવર્ધક નાટક કંપની માટે

રચી પ્રસિદ્ધ કરનાર


**રાવળ ત્રંબકલાલ દેવશંકર.**

વાંકાનેર આ. હિ. વ. ના. કં. ના માલેક.

ભરૂચ



આવૃત્તિ ૪ થી. નકલ ૩૦૦૦.





સંવત ૧૯૭૦. સન ૧૯૧૪.

અમદાવાદ શાહાપુર વનમાળી વાંકાની પોળમાં હરીભાઈ દલપતરામે પોતાના "ચંદ્રોદય" પ્રેસમાં છાપ્યો.

કીંમત રૂ. ૦-૨-૦

### શ્રીકૃષ્ણ પરમાત્મા પ્રત્યેની

# શ્રી રાધા પ્રેમભક્તિ નાટકનો ટુંકસાર.



## અંક પહેલો.

સુત્રધાર તથા નટીની ઇશ્વર સ્તુતિ સાથે નાટકપ્રયોગ સબંધી વાતચીત.

પ્ર૦ ૧ લો—મથુરાના કારાગ્રહની અંદર દેવકી વસુદેવને કરેલ કેદ, ત્યા કંસનો તેનાપર ક્રોધ, સાત સાત બાળકોને મારી તેની સાથે આઠમી કુંવરીને મારવાની તૈયારી, દેવકીના કાલાવાલા કંસ તે કુંવરીને પછાડતા કુંવરી વીજળી સ્વરૂપે અદ્રશ્ય, શ્રીકૃષ્ણના ગોકુળમાં પ્રગટ થવાના ખબર આપી અદ્રશ્ય થવુ, તેથી કંસનું ક્રોધે ભરાઇ શ્રીકૃષ્ણને મારવા ગોકુળમા જવુ

પ્ર૦ ૨ જો—ગોકુળમાં શ્રીકૃષ્ણ પરમાત્માના જન્મ દીવસ પ્રસંગે મહાત્મા દુર્વાસામુનિનું નંદરાયને ત્યા આગમન ભોજનના થાળ લઇ રાધીકા સાથે ગોપીયોનું આવવુ ત્યા બ્રહ્માજીનું પ્રગટ થવું ને શ્રીકૃષ્ણ પ્રભુના અવતારનો નિશ્ચય કરવા ગોપગણોના વાછરડાંઓનું હરણ કરવુ ગોપગણોનું વ્યાકુલ થવુ જેથી શ્રીકૃષ્ણ ભગવાને નવા વાછરડાં ઉત્પન્ન કરતા સર્વનો આનંદ

પ્ર૦ ૩ જો—શ્રીકૃષ્ણનો નાશ કરવા કંસનું ગોકુળમા આવવુ નારદ મુનિની નારદકથ કંસે ગોકુળ ગામના છોકરાને પથ્થરપરા,

પછાડતાં અગ્નીનું પ્રગટ થવુ; ભયથી કંસનું ભાગવું. શ્રીકૃષ્ણનું પ્રગટ થવુ. ગોપ ગોપીયોનો આનંદ.

પ્ર૦ ૪ થો—રાધા લલીતા અને ભદ્રનો કાત્યાયની વ્રત કરી યમુનાજીને કીનારે શ્રીકૃષ્ણને મળવાનો વીચાર.

પ્ર૦ ૫ મો—નારદજીએ રાક્ષસનો ઘાટ ઘડવાની યુક્તિ કરવી. સુદામાને નારદજીનો બોધ, સુદામાની શ્રીકૃષ્ણ ભક્તિમા અડગ વૃતી.

પ્ર૦ ૬ ઠો—યમુનાજીના કીનારે ગોપીયોના વસ્ત્ર લઇ શ્રીકૃષ્ણનું કદમ ઉપર ચડી જવું. ગોપીયોની વીનવણી શ્રીકૃષ્ણનો ગોપીયોને બોધ ગોપીયોએ રાસ રમવા વચન માગવું. શ્રીકૃષ્ણે શરદ પુનમની રાત્રએ રાસ રમાડવા વચન આપવું.

પ્ર૦ ૭ મો—નંદરાયજીએ ઈંદ્રની ઉજાણી કરવાની મસલત કરવી કૃષ્ણ ગોવરધન પરવતનો ઉત્સવ કરવા કહેવુ. નારદજીએ આવી શ્રીકૃષ્ણના મતને અનુસરી ગોવરધન ગીરિરાયની જય બોલાવી જવું.

પ્ર૦ ૮ મો—ઋષભનો હાસ્યજનક ગ્રહસ્થાશ્રમ.

પ્ર૦ ૯ મો—રાધા સાથે ગોપીયોનું મહી વેચવા નીકળવું, શ્રીકૃષ્ણે મહીના દાણની માગણી કરવી. અંતે પ્રેમભક્તિમાં તલ્લીન થએલી રાધાએ શ્રીકૃષ્ણ ભગવાનનાં દર્શન કરી તૃપ્ત થઇ જુદાં પડવું.

પ્ર૦ ૧૦ મો—લલીતાનું બંસીનાદ ઉપર મરવું. ઋષભની નીષ્ઠુરતા લલીતાનો મોક્ષ.

પ્ર૦ ૧૧ મો—રાધાનું શ્રીકૃષ્ણ સાથે રૂપણું.



# અંક બીજો.

પ્ર૦ ૧ લો—ઇંદ્રના કોપથી બારે મેઘનું મુશલધારથી વરસવું ગોવર્ધન પર્વત શ્રીકૃષ્ણે ટચલી આગળીએ તોળવો. ઇંદ્રનું પગે પડવું. શ્રીકૃષ્ણની ગોપ ગોપીઓએ કરેલી સ્તુતિ.

પ્ર૦ ૨ જો—કંસે શ્રીકૃષ્ણને મારી નાખવા માટે બોલાવવા અક્રૂરજીને ગોકુળ મોકલવા અક્રૂરજી તથા ઉદ્ધવજીનો ઉપદેશ. કંસ તથા શિશુપાળની ક્રુરતા.

પ્ર૦ ૩ જો—મધુવનમાં શરદ પૂર્ણિમાની રાત્રીએ રમાએલો રાસ શ્રીકૃષ્ણ તથા ગોપીયો રમે છે.

પ્ર૦ ૪ થો—ઋષભ શ્રીકૃષ્ણના દર્શન કરવા જતા સુદામાની કરેલી મશ્કરી.

પ્ર૦ ૫ મો—અક્રૂરજીનું નંદરાય તથા જસોદાજી પાસે શ્રીકૃષ્ણ તથા બળદેવને મથુરાં લઇ જવા આવવું. રાધાનો જુદા પડતી વખતનો વિલાપ.

પ્ર૦ ૬ ઠો—મથુરામા કંસનો દરબાર. કુવલયાપીડ હાથી તથા ચાણુમલ્લને મારી શ્રીકૃષ્ણનુ કસ પાસે આવવું, કંસ તથા શ્રીકૃષ્ણનું દારુણ યુદ્ધ, કંસનું મસ્તક કપાવું. પુષ્પની વૃષ્ટિ સાથે દુંદભીના અવાજ થવા.

પ્ર૦ ૭ મો—રુક્મણીની યૌવનાવસ્થા, ત્યા પ્રેમઘેલી રાધાનું શ્રીકૃષ્ણને શોધવા આવવું, રુક્મણીને શ્રીકૃષ્ણ સાથે વરાવવા તેનાં માતપિતાની વાતચીત, રુક્મૈયાની વિરૂદ્ધતા, રુક્મણીએ દ્વારીકાં શ્રીકૃષ્ણ ઉપર સહાયતા માટે પત્ર લખી બ્રાહ્મણને મોકલવો.

પ્ર૦ ૮ મો—શ્રીકૃષ્ણ તથા સુદામાનું લાકડા વીણવા જંગલમાં આવવું. રાક્ષસને મારી સુદામા સાથે પર્ણકુટી તરફ પાછું ફરવું.

પ્ર૦ ૯ મો—સાંદીપઋષિના આશ્રમમાંથી જુદા પડતાં સુદામાનો પ્રેમ શ્રીકૃષ્ણની મીત્ર તરફની લાગણી. શ્રીકૃષ્ણે ગુરૂ દક્ષીણામાં પાતાળમાંથી ગુરૂના પુત્રનું લાવી આપવું.

## પાતાળનો સીન.



## અંક ત્રીજો.



પ્ર૦ ૧ લો—સુદામાની દરિદ્રતા. સરસ્વતીના આગ્રહથી સુદામાનું દ્વારીકા જવું.

પ્ર૦ ૨ જો—શ્રીકૃષ્ણ ભગવાનનું ભુવન. કુંદનપુરીથી રૂક્મણીનો પત્ર લઇ બ્રાહ્મણનું આવવું. રૂક્મણીનો પત્ર વાંચી કુંદનપુરી જવાની તૈયારી કરવી.

પ્ર૦ ૩ જો—શ્રીકૃષ્ણે અંબીકાના મંદીર પાસેથી રૂક્મણીનું હરણ કરવું રૂકમૈયાનું આડા પડવું. શ્રીકૃષ્ણે તેને મારવા જતા રૂક્મણીએ જીવતદાન અપાવી રૂકમૈયાનું રથના પૈડા સાથે બંધાવું.

પ્ર૦ ૪ થો—પ્રેમભક્તિમાં અંધ બનેલી રાધાને શ્રીકૃષ્ણનો મેળાપ તથા તેનો ઉદ્ધાર.

પ્ર૦ ૫ મો—સુદામા તથા જાદવની વાતચીત. સુદામાની શ્રીકૃષ્ણ તરફ દ્રઢ ભાવના.

પ્ર૦ ૬ ઠો—દ્વારીકામાં શ્રીકૃષ્ણ ભગવાને પોતાના મીત્ર સુદામાના સમાચાર મળતા ઉઘાડે પગે દોડવું. સુદામાનું શરમાવું. શ્રીકૃષ્ણે તાંદુલની ભેટ જમતા ઇંદ્રનો વૈભવ સુદામાને ઘેર કરી આપવો. સુદામાની દગીદાવસ્થામાં શ્રીકૃષ્ણ તરફથી કંઇ ન મળતા મનનું બગડવું પછી સુદામાની દ્રતા સાથે શ્રીકૃષ્ણથી ગદગદ કંઠે જુદું પડવું.

પ્ર૦ ૭ મો—ઋષભનું જુઠું પરશોતર હાસ્યરસ.

પ્ર૦ ૮ મો—નારદજીએ સુદામાની કસોટી કરવી.

પ્ર૦ ૯ મો—સુદામાની ઝુંપડીની જગ્યાએ મનોહર મહેલનો વૈભવ જોઇ સુદામાનું ભયભીત થવું. સરસ્વતીએ સુદામાને મહેલમાં લઇ જવા આગ્રહ કરવો. સુદામાનો ભ્રમ. શ્રીકૃષ્ણ, ઇંદ્ર તથા શંકરનું પ્રગટ થઇ સાક્ષી આપી સુદામાને સત્ય કરી બતાવવું જ્યા ભક્તિ રૂક્ મણી સત્યભામાનું પ્રગટ થવું સુદામાની ભક્તિથી પ્રસન્ન થઇ શ્રીકૃષ્ણે ચત્રભુજ સ્વરૂપે દર્શન આપવું બાદ ઇશ્વર સ્તુતિ સાથે પ્રયોગનું પૂર્ણ થવું.



# પાત્રોનાં નામ.

સુત્રધાર, નટી—નાટયકાર સ્ત્રી પુરૂષ
શ્રીકૃષ્ણ—શ્રીવિષ્ણુ ભગવાનના પુરણ અંશાવતાર.
બળદેવ—શ્રીકૃષ્ણના બંધુ.
નંદરાય—શ્રીકૃષ્ણના પાલક પિતા.
જસોદાજી—નંદરાયની સ્ત્રી.
કંસ—દાનવપતિ.
ઉગ્રસેન—કંસના પિતા.
શિશુપાળ—કંસનો મિત્ર.
વસુદેવ—દેવકીના પતિ, અને શ્રીકૃષ્ણના પિતા.
દેવકી—વસુદેવના પત્નિ, અને કંસના બહેન
ઉદ્ધવજી તથા અક્રૂરજી—પ્રભુ ભક્ત યાદવ.
ભીમકસેન—રૂક્ષ્મણીના પિતા અને કુંદનપુરીના રાજા.
રૂકમૈયો—રૂક્ષ્મણીનો ભાઇ.
રાણી—ભીમકસેનની સ્ત્રી.
રૂક્ષ્મણી—લક્ષ્મીજીનો અવતાર
નારદ—દેવ મુની.
દુર્વાસા—મહાન તપધારી રૂષિ.
સુદામો—દરિદ્ર બ્રાહ્મણ કૃષ્ણ પરમાત્માનો મિત્ર
સરસ્વતી—તેના પત્નિ,
સાંદિપ રૂષિ—શ્રીકૃષ્ણના વિદ્યા ગુરૂ,
સુશિલા—શાંદીપ રૂષિની સ્ત્રી,
રાધા—ગોકુલનાં ગોપી, ભક્તિની મુરતી,
લલિતા—પ્રેમઘેલી ગોપી
ચાંદ્રવંદા, સત્યભામા, જાંબુવંતી—શ્રીકૃષ્ણની પટારણીઓ.
બ્રહ્મા, ઇંદ્ર, ગોપ, ગોપી, જાદવ, ચોખી મલ્લ, માવત,
રાક્ષસ, બ્રાહ્મણ, પ્રતિહાર, છોકરા, દાસ, દાસી વિગેરે.

શ્રી ગણેશાય નમઃ

# શ્રી રાધા પ્રેમભક્તિ.

## નાટકનાં ગાયનો.



### ઇશ્વર સ્તુતિ.

**સુત્રધાર, નટી, બાળાઓ** — ૧

શ્રી પતિ સુદ્ધી પતિશ, રીદ્ધિ સિદ્ધિના અધીશ
અભય આશિષ શીષ, દો દયા નીધી તમે—
કાપી કુવિચાર કલેશ, મંગલ કરો મહેશ
વિઘ્નને હરિ હમેશ, સહાય આપજો સમે—

**બાળાઓ—** ૨

કૃષ્ણ કુશળ કળાવાળા કારીગર, કેશવ દીન દયાળા—કૃપાનિધાન.
વિશ્વરૂપી આ વેલડી સુંદર, વિસ્તારી વિમળ વિશાળા;
ઋતુવન આવે રમણીક જેને, ફળ ફુલ કરી ફાળા—કૃપા.
મારૂં મારૂં કહી માનવી મરે છે, પંખી મુકે નહીં માળા;
માયાની છાયામા જગતને છાયું, તાજુબ છે તારા તાળા—કૃપા.

**ગોપગણો—** ૩

ઓ કાન કાળા ગોકુળીયું પાવન કરીયુ છેલા નંદના
અવતરીયા વિઠ્ઠલ ગોપાળા, નાનડીયા નટવર લાલારે—
મોરલીધર માવા લટકાળા, નમુ છબીલાજી હરિ છોગાળા—

ગોપીઓ— ૪

સહુ ચાલો સહીયર શાણી, ગીત ગાઇ મધુરી વાણી.
રૂપીત્વર આગળ ભોજન ધરવા દર્શન કરી દુખડાં દુર કરવા
કાન કુંવર મહીના દાણી..........સહુ.

ગોપ-ગોપીઓ— ૫

જય જગ વંદન જસુમતિ નંદન, અસુર નિકંદન અઘહારી
વિશ્વ વિહારી શ્રી બ્રહ્મચારી, અજ અવિકારી નગ ધારી.
નાથ નિરંજન ભવ ભય ભંજન, મુનિ મન રંજન જયકારી.
સુરગણુ સ્વામી અંતરયામી, અકળ અકામી બલીહારી;

કૃષ્ણ—નિર્મળ તમારો નેહ જોઇ, પ્રસન્ન થયું ચિત્ત પ્રેમદા;
આશિષ આપું ઉરથી, સંગે રહો દીન સર્વદા.

નારદજી— ૬

મનુષ્ય દેહ દુર્લભ ગણો, ભજવાને ભગવાન;
કામ ક્રોધ મદ મોહ તજી, ગા તુ હરિનું ગાન.
હરિ ભજ હરિ ભજ તજી આશા,
જગત તણા જુઠા છે પાસા...આ...આ...આ...આ.
ફોગટ ફાંફાં મારે તું, તું માને મારૂં ને હું;
જપી લે જીભે જગદીશ્વર તુ..........હરિ.

કૃષ્ણ— ૭

ભક્તોની ભીડ ભાગવા, યુગે ધરૂં અવતાર;
બની દાસ નીજ દાસનો, ઉતારૂં ભવ પાર.

રાધા— ૮

પ્યારી પ્યારી લાગે તારી વાંસળી મધુરી વ્હાલી શી ?
પ્રેમની પીડા અંગમાં વ્યાપી, મનહર મુર્તિ ચીતમાં સ્થાપી,
મોહ્યું મન મોહમાં, કપટ ભર્યો કાનો છે,
ગોપગોપીની વચ્ચે છેલ છોગાળો છાનો છે;
વિશ્વ વિષે વિશ્વંભર કૃષ્ણદેવ દાનો છે,
ઘેલી રાધા વિયોગીને કાનો મન માન્યો છે... ..પ્યારી.

રાધા— ૯

કાનુડો ન આણે દયા દીલ, કામણ કરી તલસાવેરે;
બંસી બજાવી વ્હાલે, લગની લગાવી લાલે.
હેત બતાવી હર્યું ચીત......કામણ.
જાદુ ભરી દૃષ્ટિ મારી, ઘેલી બનાવી ભારી;
વિરહે દુ:ખી હું થાઉં નીત.... .કામણ.

નારદજી— ૧૦

અસાર આ સંસાર માંહે, સાર શાણા કાંઇ નહીં;
ચાર દીવસની છે ચાંદની, જેમાં કૃષ્ણ વિના કાંઇ નહી.
સત સંગતમાં સુખ સાચું કાચું કલેવર નામનું;
નામ નિરંજન નાથનું, એ વિણ સાથે કાંઇ નહીં.

સુદામો— ૧૧

ભજન કરૂં ભાવે રટું, કૃષ્ણ કૃષ્ણ નામ;
જેનું બેસે નહીં દામ, એવું કૃષ્ણ કેરૂં નામ
સ્વારથીમાં સહુ આ સંસારી, સ્વારથનાં સહુ કામ,

એક કામ છે કૃષ્ણ નામનુંજી, બીજી તજી બાજી બધી
ભજુ ઘનશ્યામ .. ............ ........કૃષ્ણ૦
દીનોનાથ છે દાની દયાળુ, અંતરનો આરામ
અધમ ઓદ્ધારણ ભવજલ તારણજી, જ્યાં જોઉં આં
છે તારૂં વસવાનું ઠામ ..... .......કૃષ્ણ૦

ગોપીયો ૧૨

કરીયે વ્રત કાત્યાયની સાહેલીરે,
ધરીયે હરીનું ધ્યાન, શ્રી નટવર નીરખીયે,
જળ જમુનામાં ઝીલીયે સાહેલીરે
કરીએ પ્રભુરસ પાન, શ્રી નટવર નીરખીયે.
પાવન ચીત ચીન્તામણી સાહેલીરે
કલપ્યાં સારે કામ. શ્રી નટવર નીરખીયે,
કૃષ્ણ પુરે સહુ કામના સાહેલીરે
ટાળે વિઘ્ન તમામ, શ્રી નટવર નીરખીયે.

**કૃષ્ણ ગોપીયો-- ૧૩**

સુખદ શરદ પુનમ આવશે સારીરે,
ત્યારે કામના પુરીશ હું તમારી
ધીરજ ધારી ઘેર જાઓ વ્રજનારીરે,
રમશું રાસને વાલામ પ્રીયકારી:

છેલ છબીલા, રંગ રસીલા, કામણગારા છો કાનકાળા
આશાને તાતણે તનડા બંધાણા, પાલજો વચન વેણુવાળા—સુખદ
અંતરયામી હરી સઉના સ્વામી, છો દીલના દીપક દયાળા,
આત્મા પરમાત્મા અજાણ્યું નથી કાંઇ લોભાવી છે લટકાળા.

**નારદજી—** ૧૪

ગાને ગોવિંદ ગુણ ગાન મનવા,
ફરી ફરી અવસર મળે નહીં આવો,
ફરં લેને પ્રભુરસ પાન મનવા ...... ગાને૦
માયાને કાયા આ જુઠી છે તારી,
મુકી દે મમતા ને માન મનવા .. .. ..ગાને૦
માથે મુરખા મરણ ભમે છે,
ક્યું ધરીલે કાંઇ કાન મનવા...... ..ગાને૦

**નારદજી—** ૧૫

રટ કૃષ્ણ કૃષ્ણ ઘનશ્યામ,
વ્રજચંદ સદાનંદ તણા કંદ સુખધામ...... ..રટ૦
માટીની માયા, માટીની કાયા, માટીના ખેલ બનાયા,
આખરમાટીમા છે માગી, માટીમાંરાહ ભરમાયા જપનામ

**ગોપીયો—** ૧૬

મીઠડું માર કોઈ ગોરસ લ્યો, સ્વાદે છે સારુ કોઇ ગોરસ.
સ્વાદ ન એનો શંકર જાણે, નારદ શારદ ગુણ શેષ વખાણે.
ઉર આજ અભિલાષ આણે... .. .........મીઠડું૦
કોઇ માણીગર સુખ તેનુ માણે. કોઇ ભાગીજન લેછે ભાણે
જેણે ચાખ્યું હોય તે જાણે. . . . ...... . મીઠડું૦

**રાધા તથા કૃષ્ણ—** ૧૭

જાવ જાવરે ન સતાવો શરમાંના શાને જાઓ દાણ નથી આપની,
રસઘેલા મનમેલા અલબેલા, છેલા જાઓ દાણ નથી આપતી,
માનો માનો માનોજી માનો, દાણ લીધા વિણ નહીં જાવા દે કાનો,
રાધા રસીલી અંતર વસાલી મદ મુકો ઘેલી હઠ છોડો નવેલી માનો.

રાધા તથા કૃષ્ણ— ૧૮

જાઓ જીવન વનમાળી, તજી શરમાળી રાધાને આજ—સાહેબા૦
કામણ કરીને કાળજ કોર્યાં, કેશવ કરૂણા કરી,
દેજો દરશન ફરી હાથ ઝાલ્યો નાથ બે નીભાવજો હેતે હરી,
પુરણીમાની રજનીએ સહુ મલજો સંઘાત—સાહેબા૦

રાધા તથા દાસીયો— ૧૯

એ શામળીયાજીરે સખી પ્રેમના પંથે દોરી
પાતળીએ ચીતડું લીધુ ચોરી.
ગોપુર ગોકુલને કરી વશ કીધી વ્રજનાર,
કાલીંદીને કાઠડે, વહાલો કરે વિહાર,
ગાયો ગોવિંદ નીત ચારંતોજીરે મહીડા લુટે ન થાક ધારતોજીરે
દર્શનથી દુખડા ટળે, મળે મોક્ષનું ધામ
અવલોકી આખો ઠરે સુખકર સુંદર શ્યામ—
નચાવે નટવર આંખડીરે અલી—(૨)
પાંપણ પંકજની પાખડી અણીયાળી વીંધે છે પળમા છાતડીરે
ચાખડીએ ચઢતાં પડયા અમને આવ્યું હાસ્ય,
ઉઠી નાઠા કુંજમા, શોધતી ફરૂં અવાસ,
કોઈરે બતાવો હૈયાનો હીરલો નાઠો છે નણદીનો વીર
વારી વારી બલીહારી હું કાનને—સામળીયા૦

રાધા કૃષ્ણ— ૨૦

ન બોલુ વાહાલા રહો દુર અલબેલડા,
રીસ કરો પરી માનો વાલી જરી,
ધુતારાના ઢંગ જાણ્યા નંદ જદુનંદ અલબેલડા—

વાતે વહાલી તું રીસાયે શું કામ,
જાઓ જુઠા બોલા કપટી કાળા છો કાન.
ઘનસ્યામ તનસ્યામ મનસ્યામ રસ ઘેલડા-

## અંક બીજો.

ગોપીયો— ૨૧

કયા કામણગારો કાનો, મન માન્યો મોહન માતો
છુપાણો છે કયાં છાનો વહાલો, વશીકરણી વીણાવાતો
અલબેલા તેં આશા આપી, રાસ રમાડયા ફેરી
પડદે રહી ટીગળાવે પ્રીતમ પ્રેમ પાસમાં ઘેરી
તને વહાલો કહું કે વેરી, તારી જંત્રી લાગે ઝેરી
રસીયો રસ સાગર રાતો.......... ....ક્યાં

કૃષ્ણ ગોપીયો— ૨૨

શરદ પુનમની રાત રળિયામણી, ખીલી સોહામણી
ઉગ્યો આનંદ ચંદ ચંદની પ્રકાશી ચીદાનંદમા-
વાગે મોરલી માયાની મધુવનમા
ઘુમે ગોપી ગોવિંદ ગો સંગમા......આનંદ૦
નવધા ભક્તિ નેહથી, ખેલે સારંગ સાથ
ચારે મુક્તિ ચરણુમા, ઉભી જોડી હાથ
પ્રકૃતિ પુરૂષ સંગ, નાચે ઉમંગે રમે રસરંગે,
ડોલી આનંદે ઘુમે છે આજે ઓંકાર જયકાર,

એકતારથી મચાવતી જગાવતી પ્રેમ ભક્તિથી હરિને રીઝાવતી—શ૦
અનુપ સુંદર ગોરી મનહા સોહાત રતિ દેખોદીન રેન ચાહે
એસોહી રહત હય, શોભા અંગ અંગ દેવે ભુષણ જડાવ સખી,
પ્યારો પ્યારી સંગ મીલ રાસ એ રમત હય
અહંગા નુપુર બજત ધા તીર કીટ તક ધા ધા તીર કીટ તક ધા ધા
તીર કીટ તકધા દીગ દીગ થુરરરરરા થઈ (૨)
પ્રીતસો ખેલત બ્રજ બનમે તતતતથઇયા (૪) હારે તતથઇયા(૨)
તતતતથઈબા તતતતથઇયા

**સુદામો—** ૨૩

મુઝાવી ક્યાં મને મારે જવાંદે કૃષ્ણને દ્વારે,
ખલકના ખેલ છે ખોટા જેવા પાણીના પરપોટા
માથે ભય મોતનો ભારે જવાંદે કૃષ્ણને દ્વારે
શંખામણ માની લે શાણા મેળવને ભક્તીનાં નાણા
ત્રીકમ વિણ કો નહીં તારે—જવાંદે૦

**રાધા—** ૨૪

મોહન માયા વિચરો અમને મારીને પ્રભુ મથુરાં સીધાવો
તમે કાયા ને અમે છાયા છબીલા પાળ્યા તો પાર ઉતારો.
સુખડા ચખાડી પ્રભુ દુખડા ન દીજે મારા કહીને નહિ મારો—માયા.
દીલડાના જાણુ તમને ઝાઝું શુ કહીએ અળગા કર્યે નથી આરો
સારસનો સ્નેહ પ્રભુ મીનનો માયા પ્રાણ હરાને પધારો.

**રૂક્ષ્મણી –** ૨૫

ન કરરે હો પીયુ પીયુ પપૈયા પુકાર
શીદ મારે તું મોઘમ માર હજી હું છું કુંવારી નાર

તણુખ તણુખ આ તનડું તલપે કાલજ કાં તું સાર
તનમાં લગાડી મુને તાલાવેલી ઘેલી કરી આવાર

રાધા— ૨૬

કોઇ દેખાડોરે મારો કાનો મને છોડી ગયો
વ્રજનો વિહારી ક્યાં ગીરિવરધારી ક્યાં
જીવનનો ક્યાં છે જીવન પ્રાણરે...( ૩ )
મીઠો માવજીયો થયો મનડાનો મેલો
રાખી રઝળતી મને રાનરે .....( ૩ )

રાધા— ૨૭

ભજ ભજરે મન મારા તું કૃષ્ણ કૃષ્ણ નામ
મૃગજલ તૃષ્ણા માયા મુકીને ભક્તિ સુંદરની કરી લે
તન મન ધન અર્પણ કરી ચરણે
પાન કરીલે હરિ રસ ધારાનું.........., કૃષ્ણ૦

રૂક્ષ્મણી— ૨૮

હરિ હાથ ઝાલી ઉગારો આ દાસી તમારી
પુરી મનડાની આશ આપો અરીને ત્રાસ
શ્રી કૃષ્ણ કર સાહી લેને ઉગારી .. ....ઉગારો૦
પલમાં રાયને રંક બનાવો પલમાં રંકને રાય
નરસિંહ રૂપે પ્રહલાદને બચાવ્યો દાસીને કરજો સહાય—

કૃષ્ણ— ૨૯

મુજ ભક્તોને અતિ ભય ભરતા ખર અભિમાન ઉરમાં ધરતા
કુકર્મ કરતા નહિ કર્મ નિર્ભય થઇ જગમાંહી વિચરતા

તન મન ધન મને અર્પણ કરીને નિશદીન ભક્તિ રદયે ભરતા
વિશ્વ વિષે વધુ કષ્ટ સહીને અંત સમે મન માંહી ઠરતા
નીર્દય નિશિચર નિર્ભય ફરતા અવની પરે અતી ત્રાસ કરતા
મીથ્યા મદમાં મસ્ત ફરતા અમ્રત તજી વીશ પાન કરતા
કર્મ સંજોગે આવી મળતા ફેરો ફોગટ શાને ફરતા
મેળો મળીયો મનુષ્ય દેહનો ચેતો ત્વરા શું ચાળા કરતા.

**સુદામો, કૃષ્ણ—** ૩૦

દામોદર દીન દયાળ દાસ ભુલી જો જો જતા
પુરષોત્તમ પાંગુળ પાળ કૃષ્ણ ભુલી જો જો જતા
સર રદય હંસલા મારા શુભ પ્રેમ મોતી ચરનારા
જીવન બંધુ મુજ પ્રાણ. ...... .. ..ભુલી૦

---

## અંક ત્રીજો.

---

**સરસ્વતી, સુદામો—** ૩૧

સાધોને સ્નેહે સારંગપાણી
કે જેથી મળે મુક્તિની કમાણી—સાધો૦
જે નર સાધે સાધનારે તે પામે ભવપાર
તાપ ત્રીવિધી ટળે છે તનના જ્યાં રીઝે કીરતાર
હરિ એવા કૃષ્ણ છે કલ્યાણી—સાધો૦
દ્વારા અતિ જાઉં વેગે વાળી નીરખું નંદકુમાર

બેઉ ભાવે જઇ ભુદરાને વીઠલ કરશે ગ્હારરે
હરિ હર દામોદર કૃષ્ણ છે દાખી—

કૃષ્ણ— ૩૨

શ્રી સુખદપુર સોહામણું, દુનીયા ઉપર દ્વારામતી
ગુણ ગર્જના સાગર કરે ગંગા વહે જ્યાં ગોમતી.
જ્યાં વસે યાદવ કુળમણી, ભયહારી ભુપતી ભુપના
કલ્યાણકારી કૃષ્ણ કોટીક, અર્ક ઈંદુ સ્વરૂપના
લખીતંગ કુંદનપુર થકી, રૂક્ષ્મણી ચરણરજ કીંકરી
મોહન તમારા મોહમા, અન્ન ઉદક બેઠી પરહરી
શીશુપાળ વરવા આવીયો, અભીમાન અંતરમાં ધરી
ઘેરી લીધી આ ગાયને. અમુઝાય દળ દેખી અરી
વીતશે દીવસ જો લગ્નનો, તો તજીશ મારા પ્રાણને
થોડું લખ્યું ઘણું માનજો, સંક્ષેપ માત્ર સુજાણને
કુંદનપુરીમા કંથ મળજો, આવી વહેલા બાગમાં
પ્રેમે હું નીરખીશ પંથ, પીલુ આવીશ અંબા પુજવા

રૂક્ષ્મણી — ૩૩

કહેનેશે દીન જાયેરે વાલા વિના
દીલમાં કાંઇ કાંઇ થાયેરે વાલા વિના૰
સેજમાં સુતાં નીંદ્રા ન આવેરે ભોજનીયાં તો જરા ન ભાવેરે
સ્વપ્ના માંહી સતાવેરે (૩) વાલા વિના૰
પ્રેમની પીડા તે કોઇ ન જાણે જેને કહીયે તે ગાંડી પ્રમાણે
બાળે છે અગ્નિ આ હાણેરે (૩) વાલા વિના૰

રૂકમણી કૃષ્ણ— ૩૪

વ્હાલા વિભુ વાર કરી દાસી આ ઉગારી છે
તુજ સમ ન ધરામાં રસીકી—વિભુ૦
એ . ચોર્યુ છે ચીત તુજ ભક્તીએ અલબેલડી
અચુત પાળ ભક્તોના બેલી
પ્રીતીના પ્યાસી દીસો અવિનાશી—વાર૦

રાધા— ૩૫

જાવું નથી આ જગત હવે હું મોરલીધરને મળવાની
આશ નથી ઉર અવર સુખની બુદર બેગી બળવાની
નામ કૃષ્ણનું કામ કૃષ્ણનું, ભવિષ્યમા હું ભળવાની.
હરિરસ પીવા લ્હાવો લેવા, ધ્યાન ધણીનું ધરવાની
સગપણ સાચું પ્રભુ વિણ કાચું વિઠ્ઠલવરને વરવાની

રાધા કૃષ્ણ— ૩૬

એક પ્રેમથી ભક્તિ કરી મુજ આશ મળવાની
આજે ઉમંગે કૃષ્ણ સંગે રાધે ભળવાની
સુખી થાઓ ન મુંઝાઓ સ્નેહ મુજથી નીભાવ્યા
દાસ ભક્તિથી રાધે તેં બનાવ્યો—
વ્હાલાજી બચાવી દુખમા આવી મોરલી નાદ નચાવી
હવે રૂપમાં મીલાવો—સુખી૦
રાધે મુજરૂપમા મળી જવાની, કૃષ્ણ કૃષ્ણથી તરી જવાની
ખાન પાન તેનુ નહિ ભાન મળતાં શ્યામ હરખે છે હામ
હતી નીરાશ સુખની આશ
આવી મુજ અંકમાં સમાઓ—સુખી૦

અક્રુર, સુદામો— ૩૭

સહુ મળી આવો ડોસાને ભીડાવો. ડાંસા બાજી તેના પર ચલાવો
ભાઇ ન મારો કાંઇ વિચારો પાય પડીને હું માગું છું માફ
પગ પકડીને બાંધો જકડીને મારો મચડીને લાત લગાવો
રાજી થઇ રંગ જમાવો માર ખાતો સુદામાને બચાવો—

સત્યભામા— ૩૮

મને ના સતાવો શાણા હા મુને ના સતાવો શાણા,
જોયા જાદવા તમોને જોયા જાદવા,
ઘડીમા હસાવો ઘડીમાં રૂસાવો તમને ત્રીકમજી
મારે કેવા જાણવા તમને કેવા જાણવા.
મુખે મીઠા છો રૂડા કુડા અંતરના ભારી,
તોએ રહુ સાથ જોડી હાથ હું તમોથી હારી.

રાણીયો— ૩૯

આવો બ્હેનો આવો મોતી થાળ લાવો
પ્રભુજીના ભક્તો વધાવવારે—આવો૦
અત્તરદાની પાનદાની પ્રીતિથી લાવો
અબીલ ગુલાલ વરસાવો મનભાવો
સુપાન પકવાનો લઈ આવો—આવો૦

કૃષ્ણ સુદામો— ૪૦

બંધુ આવીને લેજો સંભાળ
કૃષ્ણ ન ભુલું શરણુમાં ઝુલું
જો જો સુખ ધામા સુદામા વિશ્રામા સુદ

પ્રેમના પોષક સંકટ શોષક

હું છું તમારો સુદામા (ક) બંધુ

નારદજી— ૪૧

આને ગોવીંદ ગિરધારી માધવ મોરલીધર મોરારી

ભજીલે ભુધરજી ભયહારી કેશવ કાનડ કુંજ વિહારી

જપીલે જગજીવન જયકારી, બાળ મુકુંદ બંસી ધારી.

સુદામો— ૪૨

સુદર ના ભરમાવોરે ભક્ત જનોને–સુદર

મનોહર મહેલ તારા મુજને લાગે છે ખાગ

ત્રીકમજી કાં મુજને તલસાવોરે–ભક્ત૦

ઝુંપલડી ક્યાં છે મારી પતિવ્રતા ક્યાં છે નારી

રાંકના બાલુડા બતાવોરે––ભક્ત૦

સરસ્વતી, સુદામો— ૪૩

પ્રાણ પ્યારા પધારો પીયુજી આવાર

દૃષ્ટ જાને દુર શીદ થાય ક્રુર

શ્યામ હું તો તમારી ને નીરભાગી નાર

કેદી સ્ત્રીને ફોગટ તું ફસાવે

ઘર કેમ જાઓ નમેરા ન થાઓ ઓરા ઓરા આવો

દીનબંધુ ત્રુઠયા છે ત્રીકમજી નીરધાર.



## જાહેર ખબર

નીચે લખેલા ઓપેરા કંપનીમાંથી રોકડી કીમતે મળશે.

| | | |
|---|---|---|
| જગતસિંહ | ...નાટકના ઓપેરા .. | ...૦—૨— |
| શૈલબાળા | ...નાટકના ઓપેરા... | ...૦—૨— |
| વિદ્યાપ્રતાપ | ...નાટકના ઓપેરા... | .. ૦-૨— |
| પ્રેમચંદ્રિકા | .. નાટકના ઓપેરા . | ...૦—૨— |
| ચંદ્રકાન્તા | ...નાટકના ઓપેરા... | ...૦—૨— |
| ઈંદુમતી | ...નાટકના ઓપેરા... | ...૦—૨— |
| સતિ સુંદરબા | ...નાટકના ઓપેરા... | ...૦—૨— |
| રમણ સુંદરી | ...નાટકના ઓપેરા... | ...૦—૨— |
| સંસારી સાવિત્રી | ...નાટકના ઓપેરા | . .૦—૨—૦ |
| સીતા સ્વયંવર | ...નાટકના ઓપેરા .. | . ૦—૨—૦ |
| સત્યવાદી હરિશ્ચંદ્ર | ..નાટકના ઓપેરા . | ...૦—૨—૦ |
| નરસિંહ મહેતો | . નાટકના ઓપેરા . | ... —૨—૦ |
| મીરાંબાઈ | ...નાટકના ઓપેરા .. | .. ૦—૨—૦ |
| ગોપીચંદ | ...નાટકના ઓપેરા... | ...૦—૨—૦ |
| ધ્રુવકુમાર | ...નાટકના ઓપેરા .. | ...૦—૨—૦ |
| ભક્તરાજ પીપાજી | ...નાટકના ઓપેરા .. | ...૦—૨—૦ |
| સુરસ્યામ | ...નાટકના ઓપેરા .. | ...૦—૨—૦ |
| રાધા પ્રેમભક્તિ | ...નાટકના ઓપેરા . | ...૦—૨—૦ |

નરસિંહ મહેતો, મીરાંબાઈ, ગોપીચંદ, ભક્તરાજ પીપાજી, ધ્રુવકુમાર, સુરસ્યામ તથા રાધા પ્રેમભક્તિના નાટકની ભાષણ સહિત મોટી બુકો આઠ આનાની કીમતે કંપનીમાંથી કોઈ પણ વખતે મળી શકશે.

ગ્રંથ કર્તા.